# "ડાંગવાળા મોહલ્લાના જરથોસ્તી રેહવાસીઓની અનજુમને ઉભું કીધેલું ધરમખાતાનું ફંડ."

તા૦ ૧ લી નવેમ્બર સને ૧૮૯૮ થી તા૦ ૩૦ મી જુન
સને ૧૯૦૬ સુધીનો

ઉપલાં ફંડનો ઉપજાવી તપાસી નક્કી કરેલો હીસાબ

તથા

તેને લગતી સભાનો હેવાલ, જાહેર વરતમાનપત્રોનાં
મત સાથે, ઉપલાં ફંડના ટરસ્ટીઓએ છપાવી
પ્રગટ કીધો છે.

મુંબઈ.

ફોટ, ફીયર રોડપર મુંબઈ સમાચાર છાપખાનામાં
મારૂફજી બરજોરજી મીનોચેહેરહોમજીનાએ છાપ્યું છે.

સને ૧૨૭૬ યઝદજરદી

સને ૧૯૦૬ ઇસ્વી.

# "કાંદાવાળા મોહલ્લાના જરથોસ્તી રેહેવાસીઓની અનજુમને ઉભું કીધેલું ધરમખાતાંનું ફંડ."

તા० ૧ લી નવેમબર સને ૧૮૯૫ થી તા० ૩૦ મી જુન સને ૧૯૦૬ સુધીનો

ઉપલાં ફંડનો ઉપજાવી તપાસી નકી કરેલો હીસાબ

તથા

તેને લગતા સભાનો હેવાલ, જાહેર વરતમાનપત્રોનાં મત સાથે, ઉપલાં ફંડના ટ્રસ્ટીઓએ છપાવી પ્રગટ કીધો છે.

મુંબઈ.

ફોટ, ફીયર રોડપર મુંબઈ સમાચાર છાપખાનામાં ફેખસરૂ માણેકજી બરજોરજી મીનોચેહેરહોમજીનાએ છાપ્યું છે.

સને ૧૨૭૬ યઝદેઝરદી.

સને ૧૯૦૬ ઈસ્વી.

# કાંદાવાળા મોહોલ્લાના જરથોસ્તી રેહેવાસીઓની અનજુમને ઉભું કીધેલું ધરમ ખાતાંનું ફંડ.

તા૦ ૧ લી નવેમ્બર સને ૧૮૯૫ થી તા૦ ૩૦ મી જુન સને ૧૯૦૬ સુધીનો ઉપલાં ફંડનો ઉપજાવી તપાસી નકી કરેલો હીસાબ, જે તા૦ ૧૮ મી જુલાઈ ૧૯૦૬ થી તા૦ ૧૯ મી આગસ્ટ સને ૧૯૦૬ સુધી સર દીનશાજી પીટીટ કાંદાવાળા અને ભરૂચા મોહોલ્લા લાયબ્રેરી મધે એ ફંડને લગતા સાહેબોને જોવા સારૂં ખુલ્લો મુકવામાં આવ્યો હતો અને જે તા૦ ૧૯ મી આગસ્ટ સને ૧૯૦૬ ને દીને મળેલી સભામાં બહાલ રાખવામાં આવ્યો હતો તે તથા એ સભાનો હેવાલ જાહેર વરતમાનપત્રોનાં મત સાથે આ ચોપાન્યાંમાં ઉપલાં ફંડના ત્રસ્ટીઓએ છપાવી બહાર પાડયો છે.

શ્રી પાક દાદાર હોરમઝદની મદદ.



# "કાંદાવાળા મોહોલ્લાના જરથોસ્તી રેહેવાસીઓએ ઉભું કીધેલું ધરમ-ખાતાંનું ફંડ."



તારીખ ૧ લી નવેમ્બર સને ૧૮૯૫ થી તારીખ ૩૦ મી જુન સને ૧૯૦૬ સુધીમાં આ ફંડમાં નીચે જણાવેલા સાહેબોએ સર અવસરે રકમો આપી છે તેની વીગત :—

૫—૦—૦ તા૦ ૨૪ મી નવેમબર સને ૧૮૯૫, શેઠો ખરશેદજી તથા ધનજીભાઈ દાદાભાઈ પાલનજી દારૂવાળાએ પોતાના બાવા બેહેશતનશીન દાદાભાઈનાં પુનને સારૂં.

૪૯—૦—૦ તારીખ ૧૧ મી સપટેમબર સને ૧૮૯૬ ને દીને નીચે મુજબ મળ્યા :—

૧૪) શેઠો સોરાબજી તથા નશરવાનજી તથા શાપુરજી બેરામજી એદલજી બારીઆએ પોતાના બાવા બેહેશ્તનશીન બેરામજી એ૦ બારીઆનાં પુનને સારૂં.

૫) બાઈ હીરાંબાઈ તે મરહુમ એદલજી બારીઆનાં વીધવાએ પોતાના છોકરા બેહેશ્તનશીન બેરામજી એ૦ બારીઆનાં પુનને સારૂં.

૫) બાઈ સુનાબાઈ તે મરહુમ બેરામજી એદલજી બારીઆનાં વીધવાએ પોતાના ખાવીંદ બેહેશ્તનશીન બેરામજી એ૦ બારીઆનાં પુનને સારૂં.

૫ ) શેઠ નવરોજી જમશેદજી બારીઆએ પોતાના મામા બે
હેશ્તનશીન બેરામજી એ૦ બારીઆનાં પુનને સારૂં.

૩ ) શેઠ માણેકજી રતનજી બારીઆએ પોતાના સસરા બેહે
શ્તનશીન બેરામજી એ૦ બારીઆનાં પુનને સારૂં.

૩ ) શેઠ રતનજી ફરામજી ધડીઆલીએ પોતાના સગા બેહે
શ્તનશીન બેરામજી એ૦ બારીઆનાં પુનને સારૂં.

૨ ) બાઇ બચુબાઇ માણેકજી રતનજી બારીઆએ પોતાના
બાવા બેહેશ્તનશીન બેરામજી એ૦ બારીઆનાં
પુનને સારૂં.

૨ ) બાઇ જીવનબાઇ અરદેશર બારીઆએ પોતાના સગા
બેહેશ્તનશીન બેરામજી એ૦ બારીઆનાં પુનને સારૂં.

૨ ) શેઠ માણેકજી જમશેદજી બારીઆએ પોતાના સગા બેહે
શ્તનશીન બેરામજી એ૦ બારીઆનાં પુનને સારૂં.

૩ ) શેઠ દોરાબજી રૂસ્તમજી વાડીઆ તથા ધણીઆણી બાઇ
આવાંબાઇએ પોતાના સગા બેહેશ્તનશીન બેરામજી
એ૦ બારીઆનાં પુનને સારૂં.

૩ ) શેઠ ભીમજીભાઇ હોરમસજી સરકારવાળા તથા ધણીઆ
ણી બાઇ હમબાઇજીએ પોતાના સગા બેહેશ્તનશીન
બેરામજી એ૦ બારીઆનાં પુનને સારૂં.

૨ ) શેઠ પેસ્તનજી માણેકજી વાડીઆએ પોતાના સગા બેહે
શ્તનશીન બેરામજી એ૦ બારીઆનાં પુનને સારૂં.

---

રૂ ૪૯

૧૦—૦—૦ તા૦ ૨ જી અકટોબર સને ૧૮૯૬, શેઠ આદરજી બર
જોરજી ગેઆરાએ પોતાના વેવાઇ બેહેશ્તનશીન પેસ્તનજી મેર
વાનજી ભરૂચાનાં પુનને સારૂ.

૬૮—૦—૦ તા૦ ૧૫ મી આગસ્ટ સને ૧૮૯૭ ને દીને નીચે મુજબ
મળ્યા:—

૨૫ ) શેઠ શાપુરજી ડોસાભાઇ ભરૂચાએ પોતાના માતાજી
બેહેશ્તનશીન બાઇ દીનબાઇનાં પુનને સારૂ.

૩ ) બાઇ ડોસીબાઇ હોરમસજી એદલજી દારૂવાળા સીપાઇએ
પોતાનાં સગાં બેહેશ્તનશીન બાઇ દીનબાઇ ડોસાભાઇ
એદલજી દારૂવાળા ભરૂચાનાં પુનને સારૂ.

૫ ) શેઠ મેરવાનજી હોરમસજી એદલજી ભરૂચા રાજાએ પોતાનાં કાકી બેહેસ્તનશીન બાઇ દીનબાઇ ડોસાભાઇ ભરૂચાનાં પુનને સારૂં.

૧૦ ) શેઠ દારાબશા કાવસજી મોવડાંવાળાએ પોતાનાં સગાં બેહેસ્તનશીન બાઇ દીનબાઇ ડોસાભાઇ ભરૂચાનાં પુનને સારૂં.

૫ ) શેઠ ખરસેદજી જમશેદજી પેંનીઆ ભરૂચાએ પોતાનાં સગાં બેહેસ્તનશીન બાઇ દીનબાઇ ડોસાભાઇ ભરૂચાનાં પુનને સારૂં.

૧૦ ) શેઠ હોરમસજી એદલજી દારૂવાળા સીપાઇએ પોતાના માતાજી બેહેસ્તનશીન બાઇ હીરાંબાઇનાં પુનને સારૂં.

૧૦ ) શેઠ પેસ્તનજી નવરોજી મોવડાંવાળા તથા ધણીઆણી બાઇ ડોસીબાઇએ પોતાનાં સગાં બેહેસ્તનશીન બાઇ હીરાંબાઇ એદલજી દારૂવાળા સીપાઇનાં પુનને સારૂં.

---

રૂ ૬૮

૫—૦—૦ તા૦ ૧૮ મી નવેમબર સને ૧૮૯૭, શેઠ રતનજી ફરામજી બડીઆળીએ પોતાના ભાણેજ બેહેસ્તનશીન ફરદુનજી હોરમસજી હાંગકાંગવાળાનાં પુનને સારૂં.

૪૧—૦—૦ તારીખ ૧ લી મે સને ૧૮૯૮ ને દીને નીચે મુજબ મળ્યા:—

૧૧ ) શેઠ નાદરશા સોરાબજી હોરમસજી બારીઆએ પોતાના બાવા બેહેસ્તનશીન સોરાબજી હોરમસજી બારીઆનાં પુનને સારૂં.

૧૦ ) શેઠ ડોસાભાઇ શાપુરજી બારીઆએ પોતાના કાકા બેહેસ્તનશીન સોરાબજી હોરમસજી બારીઆનાં પુનને સારૂં.

૫ ) બાઇ સુનાબાઇ તે બરજોરજી હોરમસજી બારીઆનાં વીધવાએ પોતાના બનેવી બેહેસ્તનશીન સોરાબજી હોરમસજી બારીઆનાં પુનને સારૂં.

૫ ) બાઇ ગુલબાઇ શાપુરજી હોરમસજી બારીઆએ પોતાના જેઠ બેહેસ્તનશીન સોરાબજી હોરમસજી બારીઆનાં પુનને સારૂં.

૫ ) બાઇ સુનાબાઇ તે નવરોજી સોરાબજી હોરમસજી બારીઆનાં વીધવાએ પોતાના સસરા બેહેસ્તનશીન સોરા

બજી હોરમસજી બારીઆનાં પુનને સારૂં.

૩ ) શેઠ અરદેશર રતનજી હોરમસજી બારીઆએ પોતાના કાકા બેહેસ્તનશીન સોરાબજી હોરમસજી બારીઆનાં પુનને સારૂં.

૨ ) શેઠ સોરાબજી દાદાભાઇ રતનજી બારીઆએ પોતાના બાવાના કાકા બહેસ્તનશીન સોરાબજી હોરમસજી બારીઆનાં પુનને સારૂં.

---

રૂ ૪૧)

૮—૦—૦ તા૦ ૨ જી ડીસેમબર સને ૧૮૯૮ ને દીને નીચે મુજબ મળ્યા:-

૩ ) બાઇ બજુબાઇ ડોસાભાઇ રતનજી બીલીમોરીઆએ પોતાના સસરા બેહેસ્તનશીન રતનજી ધનજીભાઇ બીલીમોરીઆનાં પુનને સારૂં.

૩ ) શેઠ રતનજી ફરામજી ઘડીઆળીએ પોતાના સગા બેહેસ્તનશીન રતનજી ધનજીભાઇ બીલીમોરીઆનાં પુનને સારૂં.

૨ ) બાઇ ધનબાઇજી નવરોજી બીલીમોરીઆએ પોતાના સગા બેહેસ્તનશીન રતનજી ધનજીભાઇ બીલીમોરીઆનાં પુનને સારૂં.

---

રૂ ૮)

૩૦—૦—૦ તા૦ ૩૦ મી જુલાઇ સને ૧૮૯૯ ને દીને નીચે મુજબ મળ્યા:-

૫ ) શેઠ નશરવાનજી મેરવાનજી મોગરેલીઆએ પોતાના ભાઇ બેહેસ્તનશીન મંચેરજી મેરવાનજી મોગરેલીઆનાં પુનને સારૂં.

૧૦ ) શેઠ ધનજીભાઇ એદલજી ભરૂચા દારૂવાળાએ પોતાના બાવા બેહેસ્તનશીન એદલજી ધનજીભાઇ ભરૂચા દારૂવાળાનાં પુનને સારૂં.

૫ ) શેઠ એદલજી મેરવાનજી મોગરેલીઆ તથા ધણીઆણી બાઇ નવાજબાઇએ પોતાના ભાઇ તથા દેર બેહેસ્તનશીન માણેકજી મેરવાનજી મોગરેલીઆનાં પુનને સારૂં.

૫ ) શેઠ નશરવાનજી મેરવાનજી મોગરેલીઆએ પોતાના ભાઇ બેહેસ્તનશીન માણેકજી મેરવાનજી મોગરેલીઆનાં પુનને સારૂં.

૫ ) બાઇ મેહેરબાઇ તે મરહુમ ફરદુનજી પેસ્તનજી જાન

થાનાં વીધવાએ પોતાનાં બેન બેહેસ્તનશીન બાઇ ડી રાંબાઇ તે મરહુમ રૂસ્તમજી ફકીરજી દાવરનાં વીધવા નાં પુનને સારૂં.

---

રૂ ૩૦)

૧૦—૦—૦ તા૦ ૧૨ મી નવેમબર સને ૧૮૯૯, બાઇ દીનબાઇ તે મરહુમ દાદાભાઇ નશરવાનજી અચારવાળાનાં વીધવાએ પોતાના ખાવીંદ બેહેસ્તનશીન દાદાભાઇનાં પુનને સારૂં.

૧૫—૦—૦ તા૦ ૭ મી એપ્રીલ સને ૧૯૦૦ ને દીને નીચે મુજબ મળ્યા:—

૧૦) શેઠ પેસ્તનજી કાવસજી ભરૂચાએ પોતાના સગા બેહેસ્તનશીન રતનશા જીજીભાઇ દાવરનાં પુનને સારૂં.

૫) બાઇ ડોસીબાઇ તે શેઠ બેજનજી કેરબાદજી ભરૂચાના ધણીઆણીએ પોતાનાં કાકી બેહેસ્તનશીન બાઇ આવાં બાઇ તે મરહુમ મેરવાનજી અથલાજી ભરૂચાનાં વીધવા નાં પુનને સારૂં.

---

રૂ ૧૫)

૧૭—૦—૦ તા૦ ૨૨ મી સપટેમબર સને ૧૯૦૦ ને દીને નીચે મુજબ મળ્યા:—

૫) બાઇ શીરીનબાઇ જાંગીરજી કાવસજી થાણેવાળાએ પોતાનાં બેન બેહેસ્તનશીન બાઇ ડોસીબાઇનાં પુનને સારૂં.

૫) શેઠ નવરોજી દીનશાજી બેલીફે પોતાનાં બેન બેહેસ્તનશીન બાઇ ડોસીબાઇનાં પુનને સારૂં.

૭) શેઠ પાલનજી હીરજીભાઇ દારૂવાળાએ પોતાનાં ભત્રીજી બેહેસ્તનશીન બાઇ ડોસીબાઇનાં પુનને સારૂં.

---

રૂ ૧૭)

૭૦—૦—૦ તા૦ ૧૮ મી ફેબરવારી સને ૧૯૦૧ ને દીને નીચે મુજબ મળ્યા:—

૧૦) શેઠ પેસ્તનજી નવરોજી મોવડાંવાળા તથા ધણીઆણી બાઇ ડોસીબાઇએ પોતાના સગા બેહેસ્તનશીન ડોસાભાઇ એદલજી ભરૂચાનાં પુનને સારૂં.

૧૦) શેઠ મેરવાનજી એદલજી ભરૂચાએ પોતાના સગા બેહેસ્તનશીન ડોસાભાઇ એદલજી ભરૂચાનાં પુનને સારૂં.

૫) શેઠ ખરસેદજી જમશેદજી ખેંનીઆ ભરૂચાએ પોતાના સગા બેહેસ્તનશીન ડોસાભાઇ એદલજી ભરૂચાનાં પુનને સારૂં.

૫) શેઠ દારાબશા હોરમસજી સીપાઇ ભરૂચાએ પોતાના

બાવા બેહેસ્તનશીન હોરમસજી એદલજી ભરૂચાનાં પુનને સારૂં.

૫) બાઇ હમબાઇજી તે શેઠ નવરોજી દાદાભાઇ જીવવા ભરૂચાનાં ધણીઆણીએ પોતાના ભાઇ બેહેસ્તનશીન હોરમસજી એદલજી ભરૂચાનાં પુનને સારૂં.

૫) શેઠ પેસ્તનજી નવરોજી મોવડાંવાળાએ પોતાના સગા બેહેસ્તનશીન હોરમસજી એદલજી ભરૂચાનાં પુનને સારૂં.

૧૫) શેઠ શાપુરજી ડોસાભાઇ ભરૂચા તથા ધણીઆણી બાઇ આવાંબાઇએ પોતાનાં સગાં બાઇ ડોસીબાઇ તે નાનાભાઇ ડોસાભાઇ ભરૂચાનાં ધણીઆણીનાં પુનને સારૂં.

૧૦) શેઠ મેરવાનજી એદલજી ભરૂચાએ પોતાનાં સગાં બાઇ ડોસીબાઇ તે નાનાભાઇ ડોસાભાઇ ભરૂચાનાં ધણીઆણીનાં પુનને સારૂં.

૫) શેઠ પેસ્તનજી નવરોજી મોવડાંવાળાએ પોતાનાં સગાં બાઇ ડોસીબાઇ તે નાનાભાઇ ડોસાભાઇ ભરૂચાનાં ધણીઆણીનાં પુનને સારૂં.

---

રૂ ૭૦)

૫—૦—૦ તા૦ ૧૮ મી ડીસેમબર સને ૧૯૦૧, શેઠ શાપુરજી પેસ્તનજી ચીમોરવાળાએ પોતાના બાવા બેહેસ્તનશીન પેસ્તનજી માણેકજી ચીમોરવાળાનાં પુનને સારૂં.

૧૫—૦—૦ તા૦ ૨૨ મી સપટેમબર સને ૧૯૦૨, બાઇ સુનાબાઇ તે મરહુમ શેઠ રૂસ્તમજી હોરમસજી શોંગારાનાં વીધવાએ પોતાના છોકરા બેહેસ્તનશીન માણેકજીનાં પુનને સારૂં.

૫—૦—૦ તા૦ ૧૦ મી નવેમબર સને ૧૯૦૨, શેઠ શાપુરજી પેસ્તનજી ચીમોરવાળાએ પોતાના ભાઇ બેહેસ્તનશીન દાદાભાઇનાં પુનને સારૂં.

૨૦—૦—૦ તા૦ ૧૦ મી અકટોબર સને ૧૯૦૩ ને દીને નીચે મુજબ મળ્યા:—

૧૫) શેઠ જીવાજી દાદાભાઇ ભરૂચા દારૂવાળાએ પોતાનાં ધણીઆણી બેહેસ્તનશીન બાઇજીનાં પુનને સારૂં.

૫) બાઇ દીનબાઇ તે શેઠ રૂસ્તમજી પેસ્તનજી ભરૂચાનાં ધણીઆણીએ પોતાના સગા બેહેસ્તનશીન હીરાજી હોરમસજી બારીઆનાં પુનને સારૂં.

---

રૂ ૨૦)

૨૦-૦-૦ તા૦ ૪ થી નવેમબર સને ૧૯૦૪ ને દીને નીચે મુજબ મળ્યા:—
૧૦) શેઠ ભીખાજી બરજોરજી બારીઆએ પોતાનાં વહુ બેહેસ્તનશીન બાઇ હીરાંબાઇનાં પુનને સારૂં.
૫) શેઠ ડોસાભાઇ શાપુરજી બારીઆએ પોતાનાં સગાં બેહેસ્તનશીન બાઇ હીરાંબાઇ તે શેઠ માણેકશા ભીખાજી બારીઆનાં ધણીઆણીનાં પુનને સારૂં.
૫) શેઠ સોરાબજી બેરામજી બારીઆએ પોતાનાં સગાં બેહેસ્તનશીન બાઇ હીરાંબાઇ તે શેઠ માણેકશા ભીખાજી બારીઆનાં ધણીઆણીનાં પુનને સારૂં.

રૂ. ૨૦)

૭-૦-૦ તા૦ ૧૩ મી ડીસેમબર સને ૧૯૦૫ ને દીને નીચે મુજબ મળ્યા:—
૫) શેઠ ફરામજી રતનજી બારીઆએ પોતાનાં માતાજી બેહેસ્તનશીન બાઇ રતનબાઇનાં પુનને સારૂં.
૨) શેઠ ખરશેદજી ફરામજી રતનજી બારીઆએ પોતાનાં બપાઇ બેહેસ્તનશીન બાઇ રતનબાઇનાં પુનને સારૂં.

રૂ. ૭)

૩૦-૦-૦ તા૦ ૩૦ મી જુન સને ૧૯૦૬ ને દીને નીચે મુજબ મળ્યા:—
૨૫) શેઠ અરદેશર પેસ્તનજી બારીઆ તથા ધણીઆણી બાઇ જીવનબાઇએ પોતાના છોકરા બેહેસ્તનશીન સોરાબજીનાં પુનને સારૂં.
૫) શેઠ સોરાબજી બેરામજી બારીઆએ પોતાના સગા બેહેસ્તનશીન સોરાબજી અરદેશર પેસ્તનજી બારીઆનાં પુનને સારૂં.

રૂ. ૩૦)

૪૩૦)

નીચે જણાવેલી રકમો ભરાઇછે પણ હજી વસુલ થઇ નથી :-
૧૦૦) બાઇ જાઇજી તે મરહુમ કાવસજી નવરોજી હોલશૉપવાળાનાં વીધવાએ પોતાના ખાવીંદ કાવસજીનાં પુનને સારૂં.
૨૦) બાઇ આઇમાએ તે મરહુમ શેઠ શાપુરજી પેસ્તનજી ચીમોરવાળાનાં વીધવાએ પોતાના ખાવીંદ શાપુરજીનાં પુનને સારૂં.

૧૨૦)

# “ કાંદાવાળા મોહલ્લાના જરથોસ્તી રેહેવાસીઓની તારીખ ૧ લી નવેમબર સને ૧૮૯૫ ઈસ્વી, સને ૧૨૬૫ સને ૧૨૭૫ યઝદેઝરદી.

જમે

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| આગળના હીસાબની બાકી :— | રૂ. | આં | પા. | રૂપયા. | આં | પા. |
| પોર્ટ ટ્રસ્ટ બોન્ડ વગર ગેરેન્ટીનું ટકા ૪) નું. | ૫૦૦ | ૦ | ૦ | | | |
| પોર્ટ ટ્રસ્ટ બોન્ડ સરકારી ગેરેન્ટીનું ટકા ૪)નું | ૪૦૦ | ૦ | ૦ | | | |
| રોકડ હાથમાં બાકી...... ... ... | ૧૮૦ | ૪ | ૩ | | | |
| ઘેરની બાબતના જમીન સાથે આસરે રૂ. ૬૬૦૦) | | | | ૧૦૮૦ | ૪ | ૩ |
| જુદે જુદા સાહેબોએ ઉઠમના વગેરેમાં ભરીઆ તે આગલ આપેલાં લીસ્ત મુજબ | ૪૭૦ | ૦ | ૦ | | | |
| ઘેરનાં ભાડાંના ઉપજયા ... ... .. | ૪૩૫૦ | ૦ | ૦ | | | |
| વ્યાજના ઉપજયા.... ... ... .. | ૭૪૬ | ૦ | ૨ | ૫૫૬૬ | ૦ | ૨ |
| આ હીસાબ મધે જમે પણ વસુલ થવાના રહેલા | | | | | | |
| ઘેરનાં ભાડાનાં... ... ... ... | ૧૩૫ | ૦ | ૦ | | | |
| વ્યાજના. ... ... ... ... ... | ૧૦૫ | ૮ | ૮ | ૨૪૦ | ૮ | ૮ |
| | | | | ૬૮૮૬ | ૧૩ | ૧ |

હમોએ ઉપલો હીસાબ આ ફંડના ચોપડા સાથે તપાસી જોયોછે અને તે અમારી ખાત્રી પ્રમાણે બરાબર છે.

પેસ્તનજી કાવસજી ભરૂચા, તા૦ ૧૫ જુલાઇ ૧૯૦૬, સરવે હીસાબ તપાસી જોયો છે.

હોરમસજી રૂસ્તમજી મીસ્તરી સહી, હીસાબ તપાસતાં બરાબર માલમ પડયો છે. સહી દા૦ પોતે.

ખરશેદજી જમશેદજી ભરૂચા, હીસાબ આજરોજે તપાસ્યો છે અને બરાબર માલમ પડયો છે. સહી, દા૦ પોતે, તા૦ ૧૫ મી જુલાઇ ૧૯૦૬.

## "અનજુમને ઉભું કીધેલું ધરમ ખાતાંનું ફંડ." યઝદેઝરદીથી તારીખ ૩૦ મી જુન સને ૧૯૦૬ ઇસ્વી, સુધીનો હીસાબ.

ઉધાર

| | રૂ. | આ. | પા. | રૂપયા. | આના | પા. |
|---|---|---|---|---|---|---|
| ફંડને લગતાં ઘેરનાં મ્યુનીસીપાલ તથા કલેકટરનાં બીલો ભરયાં ... ... ... | ૭૨૭ | ૧૩ | ૧૦ | | | |
| આગના વીમાનાં પ્રીમીયમના બેઠા (ઘેરનો વીમો.) | ૯૩ | ૧૨ | ૦ | | | |
| પોરટટ્રસ્ટ બોન્ડો લીધાં તેમાં પ્રીમીયમના બેઠા. | ૪૫ | ૨ | ૦ | | | |
| | | | | ૮૬૬ | ૧૧ | ૧૦ |
| ખરચ ખાતે:— | | | | | | |
| ધમખાતે કીધા તેની બટના બેઠા... ... | ૯૯૨ | ૭ | ૬ | | | |
| અબીઆરી મધેનાં વાસણો કલાઈ કરાવયાં તેના બેઠા... ... ... ... ... | ૧૧૯ | ૦ | ૦ | | | |
| જશનો ઉઘરાણાથી કરાવ્યાં તેમાં ઘટના તથા કેટલાક જશનો ફંડ મધેથી કીધાં તે સાથે | ૨૯૮ | ૨ | ૯ | | | |
| બાઇટના ખરચના, વધારો બાદ કરતાં ઘટ પડી તેના. ... ... ... .. | ૧ | ૧૧ | ૦ | | | |
| ફંડની મીલકતને લગતું સમારકામ, બટરકામ તથા પરચુટણના ... ... ... | ૪૧૪ | ૧૧ | ૩ | | | |
| ઉઠમણા વગેરેમાં ભરાયલી રકમો મોબેદ બેરામજી આંટીઆ વસુલ કરી લાવ્યા તેનાં કમીશનના. | ૨૧ | ૮ | ૦ | | | |
| પરચુટણ ખરચ, ટીકીટ, ચોપડી વગેરેના ... | ૨૧ | ૦ | ૦ | | | |
| | | | | ૧૮૬૮ | ૮ | ૬ |
| આ હીસાબ મધે વયાજ તથા ભાડાંની રકમો જે વસુલ કરવાની રહેલી છે, અને જે જમે આપેલી છે તે ઉધાર ... ... ... | | | | ૨૪૦ | ૮ | ૮ |
| મીલકત અને અવેજ :- | | | | | | |
| પોર્ટ ટ્રસ્ટ બોન્ડો ટકા ૪) નાં વયાજનાં ... | ૧૮૦૦ | ૦ | ૦ | | | |
| સેવીંગ્સ બેંકમાં પુરાંત બાકી ... .. | ૮૭૧ | ૨ | ૦ | | | |
| પુરાંત હાથમાં બાકી ... ... ... | ૮૩૯ | ૧૪ | ૧ | | | |
| (ઘેરની બાબટના જમીન સાથે આસરે રૂ. ૬૬૦૦) | | | | | | |
| | | | | ૩૫૧૧ | ૦ | ૧ |
| | | | | ૬૮૮૬ | ૧૩ | ૧ |

અમો આ લખ્યાથી જણાવીએ છીએ કે આ ફંડનો હીસાબ જે આ સરવાયાંમાં ઉતારેલો છે તે બરાબર છે.

ભુલચુક લેહેણી દેવી.

હીરજીભાઇ જમશેદજી ચાપુ,
પેશતનજી નવરોજી મોવડાંવાળા,
કાવશજી બેજનજી ગોરવાળા,
ટ્રસ્ટીઓ.

# તા૦ ૧૯ મી ઑગસ્ટ ૧૯૦૬ ને દીને મળેલી સભાનો હેવાલ.

---

## કાંદાવાળા મોહોલ્લાનો ઘંબાર-જશન બંધ કરવા સામે લેવાતો વાંધો.

---

### જશન બંધ કરવાનું કારણ—મોહોલ્લેદારોની કહેવાતી મંદ લાગણી.

---

### ઘંબાર એટલે શું ? "મલીદા-ગોસ્તનાં ખાણાં, અને દારૂના દોર સાથના ઘંબાર સામે દાકતર અપુનો અભાવ.

---

[સોમવાર, તા૦ ૨૦ મી આગસ્ટ ૧૯૦૬ નાં "જામે જમશેદ" ઉપરથી. ]

નળ બજાર નજદીક આવેલા કાંદાવાળા મોહોલ્લાના જરથોસ્તી રેહેવાસીઓએ ઉભાં કરેલાં ફંડમાં નાણાં ભરનારાઓની એક સભા ગઇ કાલે પાછલા પોહોરના ૩ા વાગે એ મોહોલ્લામાં આવેલી શેઠ નસરવાનજી હીરજીભાઇ કરાંણીની દરેહમેહેરવાળાં મકાનમાં મળી હતી, જે વેળાએ ફંડના એક ટ્રસ્ટી ડા૦ હીરજીભાઇ જમશેદજી અપુને પ્રમુખપદ આપવામાં આવયું હતું. સભામાં આશરે ૩૦ જરથોસ્તીઓ હાજર થયા હતા.

પ્રમુખે શરૂઆતમાં 'જણાવયું' કે કાંદાવાળા મોહોલ્લાના જરથોસ્તીઓએ ૧૮૬૪ માં સ્થાપેલાં ફંડનો ૧૮૯૫ થી ચાલુ સાલ સુધીનો હીસાબ બહાર રાખવા માટે આ સભા બોલાવી છે. છેલ્લો હીસાબ ૧૮૯૫ માં બહાર રાખવા પછીથી આપણું ફંડ નાનું અને આવકજાવક મોટી નહીં હોવાથી અત્યાર અગાઉ તમને તસ્દી આપવાની જરૂર જોવામાં આવી નહતી. આ ફંડનો હીસાબ જે ત્રણ ઓડીટરોએ તપાસ્યો છે તે સર દીનશાહ પીટીટ લાઇબ્રેરીવાળાં મકાનમાં સરવે જરથોસ્તીઓની જાણ માટે મુકવામાં આવયો હતો અને લાઇબ્રેરીયનને જણાવવામાં આ

વયું હતું કે જેઓ આ હીસાબના સરવાયાં સાથે હીસાબના ચોપડા તપાસવા માંગે તેઓને મી૦ પેસ્તનજી નવરોજજીને ઘર જઇ ચોપડા તપાસવા કહેવું. વધુ બોલવાની જરૂર નહી હોવાથી હું દરખાસ્ત મુકું છું કે તપાસેલો હીસાબ બહાલ રાખવો.

મી૦ પાલનજી પેસ્તનજી લાકડાંવાળાએ જણાવયું કે આ દરખાસ્ત સામે મને વાંધો છે. ફંડના ત્રસ્ટ દીડની કલમ મુજબ ત્રસ્ટીઓએ દર વરસે હીસાબ બહાર પાડયો નથી અને તેટલા માટે કાયદાપુરવક રીતે હીસાબ રજુ કરવામાં આવયો નથી એવી નોંધ સાથે હીસાબ બહાલ રાખવો એવો સુધારો હું મેલું છું. દીડમાં જણાવયું છે કે હીસાબ દર વરસે છપાવી વહેંચવો, પણ તેમ કરયું નથી એટલે તમારૂં કામ કાયદા વીરૂધનું કહેવાય.

મી૦ પીરોજશાહ મીસ્ત્રીએ સુધારાને ટેકો આપયો હતો.

પ્રમુખે ખુલાસો કીધો કે આગલા ત્રસ્ટીઓ પણ દર વરસે હીસાબ બહાર પાડતા નહતા અને સભા બોલાવતા હતા નહી. જો દર વરસે સભા બોલાવી હીસાબ રજુ કરવો એવી ફરજ નાખવામાં આવતે તો અમે ત્રસ્ટી તરીકે રહેવા તઇયાર નહતા. અમને ફુરસદ નથી, અમને કાંઇ એમાં હાંસલ નથી; તમે કાંઇ અમને આપતાં નથી. આગલા ત્રસ્ટીઓની માફક અમે પણ કામ લીધું છે.

મી૦ હોરમસજી રૂસ્તમજી મીસ્ત્રીએ જણાવયું કે પ્રમુખે દર વરસે સભા બોલાવવાની જરૂર નથી, તે માટેનો ખુલાસો કરયો છે. આજે જે કામ કરવા તમે ભેગા મળયા છો તે બજાવી ભવીશમાં કેમ કરવું તેનો ઠરાવ કરવો. આ હીસાબ દર વરસનો જુદો જુદો આપતાં બહુ મેહેનત પડતે. હીસાબ બહાર પાડવા અને તપાસવાની નેમ એજ છે કે કાંઇ નાણાંનો ગેરઉપયોગ થયો છે કે નહી તે જોવું. કાંઇ ગેરરીતી વપરાઇ છે કે નહીં તે વીશે પુછો. મારી નાકેશ અકલ મુજબ હીસાબ ખરો છે. દર વરસની ઘટ ચોપડામાં લખી છે તે વાજબી ઘટ આવેલી છે.

પ્રમુખે જણાવયું છે કે ફંડ કયું મોટું છે કે દર વરસે હીસાબ છપાવી નકામો ખરચ કરી ફંડને નુકસાન કરવું. .

મી૦ પાલનજી—ઓડીટરો નેમવાની અંજુમને ત્રસ્ટીઓને કયારે સતા આપી છે ?

એક ત્રસ્ટી મી૦ કાવસજી—એ તો અમારી મુનસફી ઉપર આધાર રાખે છે. ઓડીટરોએ હીસાબ તપાસયો તેમાં નુકસાન શું થયું ?

એક સભાસદ—તમે ચાલુ થતા આવેલા ધંધાર બંધ કરી ત્રસ્ટ દીડના કાનુનનો ભંગ કીધો છે.

પ્રમુખ– 'બારની બાબદ બહારની છે. તે વીશે આપણે વીચાર કરવા ભેગા મળયા નથી. આજનું કામ પડતું મુકી બહારની બાબદ વચમાં લાવશો તો હું સભા બરખાસ્ત કરીશ."

મત લેવામાં આવતાં મી૦ પાલનજીના સુધારાની તરફેણમાં ફક્ત ૪ મત પડયાં હતાં, જેથી તે વધુ મતે રદ ગયો હતો. અસલ દરખાસ્ત ઉપર મત લેવાતાં તેની વીરૂધ એક પણ મત નહીં પડવાથી તે એકમતે બહાલ રાખવામાં આવયો હતો.

એ પછી નીચલાં ઠરાવો એકમતે પસાર કરવામાં આવયા હતા:—ફંડના એક ત્રસટી મી૦ પાલનજી મેરવાનજી ખોખરીએ પોતાની નાદરૂસત તબીયતને લીધે રાજીનામુ આપયું છે તે આ સભા દલગીરી સાથે બહાલ રાખે છે અને તેવણની જગાએ મી૦ પેસતનજી કાવસજી અસલાજી ભરૂચાને નેમે છે; ફંડનો હીસાબ ઓાડીટરો મેસરસ પેસતનજી કાવસજી ભરૂચા, હોરમસજી રૂસતમજી મીસતરી વાડીયા અને ખરશેદજી જમશેદજી ભરૂચાએ તપાસયો તે માટે આ સભા તેમનો ઉપકાર માને છે; હવે પછી ફંડનો હીસાબ તપાસવા ઓાડીટરો તરીકે મેસરસ હોરમસજી રૂસ્તમજી મીસ્રી વાડીયા અને ખરશેદજી જમશેદજી ભરૂચાને નેમવામાં આવે છે; સભા ભરવા માટે મકાન વાપરવા આપવા માટે માલેક મી૦ પીરોજશાહ નદરવાનજી કરાણીનો ઉપકાર માનવામાં આવે છે.

સેવટે બીજું કામ સભા સનમુખ નહીં હોવાથી પ્રમુખનો ઉપકાર માનવાનો ઠરાવ કરી સભા વીસરજન થઇ હતી. તોપણ પાછળથી કેટલીક તકરાર ચાલી હતી.

## ધંબારની ખાણીપીણી ઉપર ચુથણાં.

મી૦ પાલનજીએ તે પછી જણાવયું કે કાયદા મુજબ ૬ ત્રસટીઓ નેમવા તથા દર વરસે હીસાબ બહાર પાડવો જોઇયે. આ વરસનો હીસાબ રૂ ૧૦ ના ખરચમાં છપાવી આપવાને હું માથે લેઉં છું. જો તમે હીસાબ ઉતારી લઇ જવાની પરવાનગી આપશો તો તેની ૧૦૦ નકલ છપાવી હું વહેંચીશ.

પ્રમુખ–સભા બરખાસ્ત થઇ છે છતાં હું સભાસદોનો એ વેળાએ વીચાર જાણવા માગું છું.

મી૦ પાલનજી–દર વરસે હીસાબ બહાર પડશે તો ફંડ લોકોની વધુ જાણમાં આવશે અને ફંડમાં વધારો થશે.

પ્રમુખ–અમે વીચાર કરીને જવાબ આપીશું

મી૦ પાલનજી—૪૨ વરસ થયાં ઘંબાર થતો હતો પણ ગયે વરસે ઘંબાર ત્રસ્ટીઓએ શું કામ બંધ કીધો ?

પ્રમુખ—ફંડ કાંઇ ઘંબાર કરવાનું નથી. મી૦ હોરમસજી મીસ્ત્રીએ મને કહયું કે હું ઘંબારની આગેવાની લઇ બને તેમ ઓછી ઘટ આવે તેમ કરીશ, પણ ત્રસ્ટીઓએ એ કામમાં સામેલગીરી આપી મદદ કરવી અને થોડી ઘણી ઘટ પુરી આપવી. પણ થોડી ઘણી તે કેટલી રકમ આપવી ? ઘંબાર વીશે લોકોની લાગણી તીક્ષણ છે અને ઇરાનમાં પણ ઘંબાર કરવાનો મુખય ધરમ લેખવામાં આવેછે તે હું જાણું છું. અમે કાંઇ ઘંબાર કરવાની વચે આવતા નથી. ઘંબારના ખરચની ખોટ પુરવામાં ફંડની રકમ ઘસડાઇ જાય છે તો થા માટે બીજાં કોઇ વધુ ઉપયોગી કામ પાછળ ફંડનું નાણું ખરચવામાં નહી આવે ? હું ત્રસ્ટી થયો તયારથી મારૂં મત એ હતું કે ફંડ ઘંબારમાં વાપરવું નહી, પણ બીજા ત્રસ્ટીઓ ઘંબારમાં ફંડમાંથી પઇસા આપવાની તરફેણ હોવાથી મારે તેમની બહુમતીને નમવું પડયું હતું. પણ હવે બીજા ત્રસ્ટીઓ પણ ઘંબાર પાછળ ફંડનું નાણું નહી ખરચવાની તરફેણમાં છે. હવે બંધ કીધેલા ઘંબાર માટે ફંડમાંથી અમારાથી પઇસા આપી શકાય નહી. આખી અંજુમન ઘંબારમાં પઇસા આપવાની તરફેણમાં હોય પણ ફકત બે જણા સામે થાય તો અમારાથી ઘંબારમાં પઇસા અપાય નહી. આ ફંડ ઘંબારનું નથી, પણ મોહોલાના રહેવાસીઓના ફાયદા માટે છે. મોહોલામાં વસ્તી ઘટતી જાય છે તે વધારવાનાં સાધન તરીકે એ નાણાંમાંથી મીલકત લઇ ગરીબોને તયાં વસાવયે યા એવું ઉપયોગી કામ કરયે તો બેહેતર છે. અગાઉ ઘમબાર થતો અને તેમાં ખોટ આવતી તો તુરતાતુરત બધાઓ માંહોમાંહે નાણું ભેગું કરી ખોટ પુરી આપતા હતા. એમ છતાં અમે અંગત મેહેનત કરી ખોદા આપશે એટલું અમે ઘંબારમાં આપીશું. ફંડમાંથી થોડી ઘણી ઘટ આપવાનું પણ કાંઇ પ્રમાણ હોવું જોઇયે. ઘંબાર એટલે “નેશનલ ફીસ્ત.” National feast ઘંબારનો અર્થ કાંઇ ઔધીની માફક ખાવું અને દારૂ પીવો અને બીજે દીને માંદા પડવું એવો નથી. ઘંબાર એટલે ધરમનું ખાણું કરી ખોદાની શુકરગુજારી કરવી. આપણા મોહોલામાં ઘંબારમાં મલીદા અને ગોસની વાણી અને દારૂ પીરસવામાં આવે છે. એને તમે ઘંબાર કહો છો ? મોટો ખરચ શું કામ કરવો જોઇયે. મુંબઇમાં બીજે કેથે ઘંબારમાં મલીદા યા ગોસતની વાણીકે દારૂ પીરસવામાં આવતો નથી.

મી૦ પીરોજશાહ મીસ્ત્રી—ફંડની મુદલ રકમ નહી, પણ વયાજમાંથી કાં નહી ઘટ પુરવામાં આવે ? હરકોઇ બાબદમાં નાણું ખરચવાનું ડીડમાં જણાવયું છે. ઘંબારમાં આપવાનો રીવાજ હતો અને તેમાં હવે પછી નાણું આપવુંજ પડશે. મોહોલાવાસીઓની જયાં સંમતી આવી તયાં ત્રસ્ટીઓનું કાંઇ ચાલે નહી.

પ્રમુખ—જેને ઘંબાર કહેવામાં આવે છે તેવો ઘંબાર કરવામાં આવે તો ખરચમાં ઘટ નહી આવે, પણ સામી રકમ ફાજલ પડે. ફંડની જે કાંઇ રકમ વધે તે ગરીબ જરથોસ્તીઓને મકાનો પુરાં પાડવામાં વાપરવી જોઇયે. કેટલાકો ટો પોતાના મીત્રોને પણ ઘંબારમાં સાથે લાવતા હતા, જેથી વધુ ખોટ જતી હતી.

એક મેમબર—ઘંબાર બંધ કરયો તો જશન કાં નહી કરયું ?

પ્રમુખ—હું સરવેને પુછીશ કે અસાર સુધી જશનો થયાં તેમાં કેટલા જણા જશનમાં આવી યથા અશેમ ભણુતા હતા. ચાર પાંચ ગ્રહસ્થો, ત્રસ્ટીઓ અને થોડાંક બચાંઓ જશનમાં હાજરી આપતા હતા. બધાઓ નહી આવવાથી ભણુાયલી મેજ રવડવા લાગી અને ગાય, ઢોરોને ખવાડવાની ફરજ પડી.

ત્રસ્ટી મી૦ કાવરુજીએ વધુ ખુલાસો કીધો કે પાંચમા ગાથાને દીને સરવે ભાઇઓ મળી નવાં વરસ માટે હમાજોર કરે એવી નેમથી જશન થતું હતું, પણ કેટલાં વરસ થયાં કોઇબી જશનમાં આવતું નહતું. છોકરાંઓ ઉભાઇ જાય અને સાથે ૧૦—૨ વરસના બચાંઓને પણ લાવે અને જશનની કીયા વખતે બચાંઓની રડારોળ ચાલે. આવી મીજલસમાં વાજબી નહી લાગવાથી દસ્તુરજીને તેડું કરવાનું પણ માંડી વાળવામાં આવયું. મોહોલાવાસીઓની લાગણી મંદ પડવાથી જશન બંધ કરવાની ફરજ પડી છે.

કેટલીક વધુ તકરાર પછી સુધજાઓ વીખેરાયા હતા.



# જાહેર વર્ત્તમાનપત્રોનાં મતો.

## કાંદાવાળા મોહોલાના જરથોસ્તીઓનું ફંડ.

[ "જામે જમશેદ," મંગળવાર, તા૦ ૨૧ મી આગસ્ટ, ૧૯૦૬.]

દરેક જાહેર ખાતાંના કારોબારનો રીપોર્ટ દર સાલ નીયમીત બહાર પાડવાની જરૂર અમે આજ બામુદત થઇ કબુલતા આવશા છીયે. તેથી ગયા રવીવારે કાંદાવાળા મોહોલાના જરથોસ્તીઓએ ઉભાં કરેલાં ફંડમાં નાણાં ભરનારાઓની સભામાં એ ખાતાંના વહીવટનો હેવાલ દર સાલ નીયમીત છપાવી બાહેર પાડવાને કેટલાક સભાસદોએ પોતાની લાગણી પ્રદરશીત કરી હતી તેની તરફ અમારી દીલસોજી છે. કોઈબી ખાતાંના કારોબારનો દશ વરસની સામટી મુદતનો રીપારટ રજુ થતાં તે આજના સુધરેલા અને આગળ વધેલા જમાનાના લોકોને પસંદ નહી પડે એ દેખીતું છે. અસલના વખતમાં લાંબી મુદતે રીપોર્ટ રજુ થયા હશે, પણ તયાર પછી વખત ફેરવાયો છે, અને તેની અસરથી તે વખતની રૂઢીમાં પણ ફેરફાર કરવાનો સમય આવેલો લેખાશે. આ ખાતાંના ત્રસ્ટી સાહેબોની મુશકેલી અમે સમજી શકયે છીયે. છેલી સભાના સરનશીન ડા૦ હીરજીભાઇ જમશેદજી અપુએ પોતાનાં ભાષણમાં તે ખુલાસેવાર સમજાવી છે, અને તેરણે સાબેત કરી આપયું છે કે રીપોર્ટ રજુ કરવામાં થયલી ઢીલ માટે ત્રસ્ટીઓ કોઇબી રીતે જવાબદાર નથી. ફંડનાં ટુંક સાધનો જોતાં તેમજ ચાલતી આવેલી રૂઢી ઉપર ધયાન આપતાં આ ખામી માટે ત્રસ્ટીઓને જોખમદાર ઠરાવવા ગેરવાજબી લેખાશે. પણ હવે જયારે નાણાં ભરનારાઓની સભામાં આ ખાતાંનો રીપોર્ટ દર સાલ રજુ કરવાની ખાએસ બતાવવામાં આવી છે, અને તે ટુંક ખરચમાં કરી આપવાને એક સભાજન માથે લેએ છે તયારે નાણા ભરનારાઓની લાગણી મુજબ અમલ કરવાને ત્રસ્ટીઓ ચુકશે નહી એવું માનવાને કારણ રહે છે. ડા૦ અપુનાં ભાષણ ઉપરથી અમે તેવાં અનુમાન ઉપર આવયે છીયે. અમને લાગે છે કે આ એક એવી બાબદ હતી કે જે ઉપર તકરારની ગરમીથી દોરવાઇ જઇને ઉશકેરાયા વગર સભાસદોની લાગણી રજુ કરી શકાતે, અને તેમ થતાં આ ખાતાંનો કારોબાર બીન હાંસલે ચલાવતા સાહેબો તે ઉપર તેત્રીજ દીલસોજીથી ધયાન આપવાને ચુકતે નહી. આ ફંડને વધારવાનું, ખીલવવાનું, અને તેને વધારે કામ-ઉપયોગી બનાવવાનું નાણાં ભરનારાઓનું કામ છે. અમે ઉમેદ રાખયે છીયે કે ચાલુ સાલના હીસાબ ટુંક ખરચમાં પ્રગ

કરાવવા સારૂં જે માગણી કરવામાં આવી હતી તે હમેશ ચાલુ રાખવામાં આવશે, અને બીજા સાહેબો એ ફંડને સરઅવસરે તેવીજ રીતે મદદ કરતા રહીને તેને બને એટલું ઉપયોગી બનાવશે.

ઘમભારના સંબંધમાં ડા૦ હીરજીભાઇ અપુએ કરેલો ખુલાસો પણ સંતોષકારક છે. ડાક્ટર અપુએ કહ્યું તેમ ઘમભાર વીષે જરથોસ્તીઓની લાગણી બહુ તીક્ષણ છે. પણ કાંદાવાળા મોહોલાના જરથોસ્તીઓ તરફના ઘમભારમાં જેમ જણાવવામાં આવયું છે તેમ જો 'મલીદા અને ગોસની વાણીઓ' સાથ દારૂ પીરસવામાં આવતો હોય તો ઘમભારની વ્યાખ્યા જલદીથી મુકરર કરવાની એ મોહોલેદારોની ફર જ છે. એ ફંડના એક ટ્રસ્ટી તરીકે ડા૦ અપુ પોતે કાંઇ ઘમભારની વીરૂધ નથી, પણ ઘમભાર કરવાની ખોટીખરચાળુ રીતી તેમને પસંદ નથી. તે ઉપરાંત ઘમભાર કરાવવાની હીમાયત કરનારા સાહેબોએ આ ફંડની મુળ નેમ પણ ધ્યાનમાં રાખવાની છે. આ ફંડ કાંઇ ઘમભાર કરવાનું નથી. મોહોલેદારોના ફાયદા માટે એ ફંડ સ્થાપેલું છે. કાયદા મુજબ કામ લેવાના હેતુથી ડા૦ અપુ અવલથીજ આ ફંડનાં નાણાં ઘમભારમાં વાપરવા માંગતા નહતા, પણ બીજા ટ્રસ્ટીઓની બહુમતી આગળ તેવણનું ચાલયું નહી. પણ આયંદે બીજા ટ્રસ્ટીઓબી તેવણનાં મતને મળતા થયા છે કે ફંડનાં નાણાં ઘમભાર પાછળ ખરચવાં નહી. ડા૦ અપુ ખુલ્લું જણાવે છે કે "ઘમભારના ચીતસરના ખર્ચમાં ઓદા આપશે એટલું અમે આપીશું, પણ મુખય કરીને એ ફંડનાં નાણાંમાંથી મીલકત લઇ ત્યાં ગરીબ જરથોસ્તીઓને વસાવ્યે યા એવુંજ બીજું કેઇ ઉપયોગી કામ કરયે તે વધારે પસંદ કરવા જોગ છે" આ બહુ સ્તુત્ય ઠરાવ છે, અને તે સરવેને પસંદ પડવો જોઇયે છે.

એ ફંડમાં નાણાં ભરનારાઓને અમારી સુચના છે કે ડા૦ અપુની દુરઅંદેશ સલાહ મુજબ અમલ કરવો. જેને ઘમભાર કહેવામાં આવે છે, તેવોજ ઘમભાર કરવો, જેથી 'ખરચમાં ઘટ નહી આવશે, પણ સામી રકમ ફાજલ પડશે.' ફંડની જે રકમ વધે તે ગરીબ જરથોસ્તીઓને મકાનો પુરાં પાડવા પાછળ વાપરવી. અમે અગાઉ જણાવી ગયા છીએ કે ખાણા-ગાના વગરનાં જશન આજના પારસીઓની ઝાઝી સંખ્યાનું ખેંચાણ કરતાં નથી. આ ફંડના એક ટ્રસ્ટી મી૦ કાવસજીએ કાંદાવાળા મોહોલાના જરથોસ્તીઓ તરફનાં જશનનું જે ચીત્ર ગયા રવીવારે દોરયું હતું તે અમારી દલીલને ટેકો આપે છે.

# ઘંભારો પાછળ થતો ખરચ.

[ " અખબારે સોદાગર, " તા૦ ૨૧ મી આગસ્ટ ૧૯૦૬. ]

આજ કાલ પારસીઓમાં હર બહાને ખાણી પીણીના મેળાવડાઓ કરવાની અને તે પાછળ જોઇએ તે કરતાં વધુ પઇસો ખરચવાની ટેવ વધતી જાય છે. ખરૂં છે કે ઘંભારો અને જશનો કરવાની રૂઢી તેમનામાં અસલથી જાયજ છે. દાખલા તરીકે દેહુ મહીના સાથ વરષા રૂતુની શરૂઆત થાય છે અને તે વેળા કોઇજ એવું પારસી ખાંતું યા મંડળ હશે કે જે પોતાનું જશન નહી કરતું હોય. અલબતાં જશન કરવાની અસલ નેમ ઘણી મોતેબર છે. વરસાદની મોસમ શરૂ થાય તે વેળા પુર તો વરસાદ પડી દુનયા ઉપર આબાદી ફેલાવે અને માણસ જાત હર ચીજથી તરૂપત થઇ સંતોશમાં રહે એ માટે દુવા ગુજારવા અને ખુદાની માયા ચાહવા સારૂં પાંચ પચીસ ભાઇઓ ભેગા મળે અને બંદગી કરી ફળ પાનની ચાશણી કરે તેમાં ખોટું કાંઇ નથી, પણ આજે કેટલા ઘંભારો અને જશનો વેળા આ નેમ મુજબજ વરતવામાં આવે છે ? આજે તો પહેલાં પેટની પુંજા ઉપર ધયાન આપવામાં આવે છે અને તે પાછળ જેમ ગમે તેમ પઇસો ખરચવામાં આવે છે. કાંદાવાળા મોહોલાના ઘંભારના સંબંધમાં એ લતાના રહીશોની સભા ગયા રવીવારે મળી હતી જે વેળા સભાના પ્રમુખ ડા૦ હીરજીભાઇ અપુએ વાજબી રીતે જણાવયું હતું કે જે ફંડ સ્થાપયું છે તે ઘંભારના ખરચની ખોટ પુરવામાં ઘસડાઇ જાય છે તે શા માટે બીજાં કોઇ વધારે ઉપયોગી કામ પાછળ ફંડનું નાણું ખરચવામાં નહી આવે ? હાલમાં એ ફંડના સઘળા ત્રસ્ટીઓ ઘંભાર પાછળ નાણું નહી ખરચવાની તરફેણમાં છે. એજ રકમ જો મોહોલાના રહેવાસીઓના ફાયદા માટે વાપરવામાં આવે તો બેશક ઘણું ફાયદા ભરયું થઇ પડે. વળી વધારે રમુજી તો શું છે કે કાંદાવાળા મોહોલાના ઘંભારો કાંઇ સાધારણ ઘંભાર પેઠે કરવામાં આવતા નથી. ત્યાં તો મલીદા અને ગોશતની વાણીઓ અને દારૂનો બહાર ચાલે છે. અલબતાં આ પાછળ થતો ખરચ નાપસંદ કરવાજોગ છે. જો મોસમની શરૂઆતમાં શુકરગુજારીનો મેળાવડો કરવોજ હોય તો ભલે બંદગી કરી ફળ પાનની ચાશણી કરવી પણ મલીદા ખાવા અને દારૂ પીવો એથી કોઇ જાતની મતલબ સરતી નથી અને ધરમ ખાતે આપવામાં આવેલાં નાણાંની મતલબ સચવાતી નથી. હાલ ડા૦ અપુ અને તેવણના જોડયા ત્રસ્ટીઓ જે ઠરાવ ઉપર આવયા છે તે હમો વાજબી લેખી ઇચ્છીએ છીએ કે બીજાં એવાંજ ફંડોના ત્રસ્ટીઓ પણ મજકુર કાંદાવાળા મોહોલાના ફંડના ત્રસ્ટીઓને પગલે ચાલી પોતાને હસ્તકનાં ફંડોનો ઉપયોગ ખાણીપીણીના મેળાવડાઓ પાછળ કરવાને બદલે બીજાં વધારે લોકોપયોગી કામો પાછળ ખરચે.

# Gahambar Feasts of the Bharucha Parsis.

[ "રાસ્ત ગોફતાર," તા૦ ૨૬ મી આગસ્ટ સને ૧૯૦૬.]

---

કાંદાવાળા મોહલ્લાના પારસીઓમાં એક "ટીપાટનું તુફાન" જાગ્યું છે. એ મોહલ્લામાં ઘણાખરા ભરૂચાપારસીઓ વસે છે, અને ભરૂચા ભાઇઓને મીષ્ટાન ઉપર બહુ શોખ છે તે તો એક જાણીતી સચાઇ છે. હવે આ પારસી મોહલ્લેદારોનું એક ખાસ ફંડ છે, જેમાંથી ગાહામબારનું જમણ કરવામાં આવે છે. આ જમણ આજ ૪૨ વરસ થયાં થતું આવ્યું છે, અને ભરૂચા ભાઇઓ સાધારણ ગાહામબારનાં દાળ ધાનનાં જમણને બદલે ગોસત અને શરાબ અને મલીદાનું જમણ દર સાલ જમતા આવ્યા છે. આવી મજાહ જે કોઇબી ગાહામબારમાં પડતી નથી તે ભરૂચા ભાઇઓ મેળવતા હોય તો બીજા પારસીઓ તેમની અદેખાઇ કરી શકે. પણ એ ગાહામબારનું જમણ ફંડના ત્રસ્ટીઓએ ગયે સાલથી બંધ કીધું, કારણ કે ફંડમાં નાણાં ભરાતાં નથી, અને જમણ ખાવા આવનારાઓ સાથે પોતાના મીત્રોનેબી ગરમાગરમ ગોસ્ત અને ઘીમાં ઝઝરતો મીઠો મલીદો અને લાલમલાલ શરાબ નોશ કરવા માટે જમણમાં લાવવા લાગ્યા. આથી ખરચ વધી પડયો, અને ફંડમાં ખાડો પડયો. દર સાલ ખોટ જણાવા લાગી કે જે પુરવાની જોગવાઇ રહી નહી. આથી ગાહામબારનું જમણ ત્રસ્ટીઓએ બંધ કીધું, જે બાબે મોહલ્લેદારોની ગયે રવીવારે મળેલી વારસીક સભામાં ઘણી તકરાર ચાલી હતી. તકરારનો જવાબ આપી આ મોહલ્લેદારોને શાંત પાડવા અને રાજી રાખવાનો ઝુમો ફંડના ત્રસ્ટીઓને માથે અને તેમાં ખાસ કરીને ડા૦ હીરજીભાઇ જમશેદજી અપુને માથે આવી પડયો, જેઓ ઉપલી સભામાં પ્રમુખસ્થાને હતા. ડા૦ હીરજીભાઇ સુધારાવાળા છે માટે તેઓ ગાહામબારનાં ખાણા તરફ અભાવ ધરાવતા હશે એવો કેટલાકોને શક હશે; પણ એ ગ્રહસ્થે ખુલ્લું કહયું કે, "ગાહામબાર વીશે લોકલાગણી તાક્ષણ છે અને ઇરાનમાં પણ ગાહામબાર કરવાનો મુખ્ય ધર્મ લેખવામ આવે છે તે હું જાણું છું." પણ ગાહામબારનું રસરસતું અને સ્વદીષ્ટ ખાણું કરવામાં ફંડની રકમ ઘસડાઇ જાય છે તેનું કેમ? ડા૦ અપુ વાજબી કહે છે કે, ખાણાના ખરચની ખોટ પુરવામાં આ નાણું ખરચી નાખીયે તેના કરતાં મોહલ્લેદારોની હાલત સુધારવામાં તે વાપરીયે તો કેવું સારૂં! વળી એજ હીમતવાન ગ્રહસ્થના જણાવયા પ્રમાણે તેઓ અને બીજા ત્રસટીઓના હાથમાં જે નાણું છે તે કાંઇ ગાહામબાર જમાડવા માટે નથી, પણ મોહલ્લાના રહેવાસીઓના ફાયદા માટે છે. જ્યારે એમજ છે ત્યારે જે મોહલ્લેદારો જમણ જમવાના અભખરાની ખાતર ફંડનાં નાણાનો જે ઉપયોગ કરાવવા માગે છે તેમાં તેઓ વાજ

બી ગણાશે નહી. જો તેઓએ ગાહામબારનું જમણ ખાવુંજ હોય તે બીજા પારસીઓની પેઠે ફી ખરચીને તેમ કરવું. ડા૦ અપુ કહેછે કે "મોહલ્લામાં વસતી કમી થતી જાય છે, માટે આ નાણાંમાંથી મીલકત લઇ ગરીબોને ત્યાં વસાવીયે યા એવાંજ કોઇ બીજાં ઉપયોગી કામો કરીયે તો તે બેહતર ગણાશ." અમો આ અભીપ્રાય સાથ મળતા છીયે, અને અમો ઉમેદ રાખીયે છીયે કે બીજા સમજુ મોહલ્લેદારો પણ આ વીચાર સાથ મળતા થઇ પોતાનાં ફંડને સ્વાદીષ્ટ જમણમાં ખસડાઇ જવા ન દેતાં તેને કોઇ બી રૂડાં કામમાં વાપરશે.

# A STEP IN THE RIGHT DIRECTION.

[ "*The Parsi,*" *26th August 1906.* ]

We are glad to note the eminently sensible views expressed by Dr. Hirjibhoy Appoo when presiding over a meeting of the residents of Kandawalla Moholla last Sunday in connection with the "Kandawalla Moholla Jarthosti Anjuman Fund." Dr. Appoo pointed out that the fund was being exhausted exclusively in meeting the expenses of the "Gambhar" and suggested that the money might be employed in a better cause. It appears that all the Trustees of the Fund are now averse to employing this money any longer in providing "Gambhar" entertainments and would like to see the money diverted into a channel of greater utility and more lasting benefits. This is indeed a step in the right direction. Far too much is made of these "Gambhars" and "Jasans" by Parsis nowadays, and there is a growing tendency in the community to eat, drink and be merry under the cloak of religion, and much money, which might be profitably employed otherwise, is wasted in the process. We hope that the Trustees of other similar funds will not hesitate to follow the good example set by the enlightened Trustees of Kandawalla Moholla "Jarthosti Anjuman" Fund.

[ "મુંબઇ સમાચાર," સોમવાર, તા૦ ૨૭ મી આગસ્ટ ૧૯૦૬. ]

## જરથોસ્તી કોમને લગતો એક સવાલ.

થોડાક દીવસની વાત ઉપર નળ બજાર નજદીક આવેલા કાંદાવાળા તથા ભરૂચા મહોલાના જરથોસ્તી રહીશોની એક સભા મળી હતી.

તે પારસીબાઈઓના ઈતીહાસનો એક નવો સફો ખોલનારી થઇ પડે એમ લાગે છે. એવું જણાય છે કે આ મહોલેદારોએ પોતાના ગરીબ જાતભાઈઓને મદદ કરવા અર્થે એક ફંડ સ્થાપયું છે, જેમાંથી કશી પણ ગડબડ કરયા વીના વરસો થયાં ફંડના ત્રસ્ટીઓ મુગે મહોડે પોતાનું કામ બજાવતા આવયા છે. જરા જરામાં નજીવી વાતોને સારૂં ગરીબાઈનાં સરાહગાત ભરેલાં ચીત્રો દોરી અને કોમની દેલસોઝી ઉથ ફેરી જાહેર ફંડોનો બોજો કોમ ઉપર નાખવાને બદલે જરથોસ્તીભાઈઓ આવી ગુપચુપ રીતે પોતાના પાડોશી હમદીનોને મદદ કરયા જાય એ ઘણું ઇચ્છવાજોગ છે. કાંદાવાળા તથા ભરૂચા મહોલાના જરથોસ્તીઓનો આ દાખલો ખેતવાડી, ધોબીતળાવ, કોટ વગેરે ગીચોગીચ વસ્તીવાળા પારસી મહોલેદારો અને તેમના આગેવાનો માટે નકલ કરવા જોગ છે, અને આપણે ભરૂસો રાખીશું કે પોતાની નજર આગળના ખરા અભાગવાઓને ઓશયાળે અવતારે સબડવા દેવા કરતાં તેમની અને પોતાની નોક જાળવવાનો આવો સુતરો મારગ ઉપાડી લેવાનું તેઓ પસંદ કરશે. બીજાઓ માટે આ પ્રમાણે કાંદાવાળા તથા ભરૂચા મહોલાના જરથોસ્તીઓનો દાખલો જયારે આપણને નકલ કરવા જોગ જણાય છે, ત્યારે ખોટા વીચાર કે પડી ગયલી લઢણને લીધે એ ફંડમાં નાણાં ભરનારાઓનો એક ભાગ ઉલટે રસ્તે દોરવાઇ જતો જોઇ ખેદ લાગે છે આવાં ફંડોનો મુળ હેતુ ગરીબોને સહાયતા અને સગવડ કરી આપવાનોજ હોવો જોઇયે, પણ વચે ચોકસ ત્રસ્તીઓએ ગંભાર જમાડવાનાં ફંડની ઘટ પુરી પાડવા માટે તેનો ઉપયોગ કરવા માંડયો હતો, અને તે પણ એક દીન ધરમનું અને ગરીબોના લાભનું કામ સમજી ગંભાર ખાતે જતી ખોટ ફંડમાંથી ભરપાઇ કરી આપવા માથે લીધું હતું. પણ તેના સંબંધમાં કશી હદ જાળવવાની તેઓએ સંભાળ લીધેલી નહી હોયાથી નવા ત્રસ્ટીઓ કાંઇ મુશકેલીમાં આવી પડેલા પોતાને જુવે છે. ગંભારની ખોટ ભરપાઇ કરી આપવામાં આવશે એવી આશાએ તેમનાં જમણનો ખરચ લખલુટ હદ ઉપર લઇ જવામાં આવ્યો છે, અને તેથી નવા ત્રસ્ટીઓ ફંડનો ખરો હેતુ સાચવવામાં પોતાને મુશકેલીમાં આવી પડેલા જુએ છે. તેમાંથી પોતાનો છુટકારો કરવાની તેઓએ જે વળણ અને હીમત બતાવી છે તે વાજબીજ છે, અને સઘળા સમજુ મહોલેદારોએ તેમને ટેકો આપી તેમની બાજુમાંજ ઉભા રહેવું જોઇયે છે. લખલુટ જમણો આજના કેળવાયલા, આગળ વધેલા અને ખરા દીનચારીદાર જરથોસ્તીઓને શોભા લગાડનારાં કહી શકાયજ નહી, અને આજે શું મુંબઇ કે શું બહારગામોમાં એવાં લખલુટ જમણો જરથોસ્તી ફીરકા અને તેનાં દીનઆઇનની ઘટતી ક્રીયાઓને કેવી હસીમાં લાવી મેલે છે તેની ફરયાદ આપણે ખેદ સાથે વાંચયે છીયે. આપણે એમ નહી કહી શકશું કે એ ક્રીયાઓ નહીં કરવી; બેશક જરથોસ્તીઓએ પોતાની ગીરોનાં નાણાંથી

અંદાજની અંદર રહીને પોતાને શોભા લાગે તેમ તે કરવી સજાવાર છે, પણ ગરીબો માટેનાં આવાં ફંડો ઉપર તેનો બોજો પડવા દેવો બી બકુલ નારવા છે. નવા ત્રસ્ટીઓએ લીધેલો મારગજ તેટલા માટે વાજબી છે, અને મહોલેદારોએ તેમની બાજુમાંજ ઉભા રહેવું જોઇયે.

---

[ "સાંજ વરતમાન," મંગળવાર, તા૦ ૪ થી સપટેમ્બર ૧૯૦૬. ]

---

પારસી ધરમનાં ફંડો.

આગલા વખતમાં પારસી ગ્રહસ્થો જે જુદી જુદી સખાવતો હમ કોમ માટે કરતા હતા તેમાં તે વખતને અનુસરીને ધંબાર કરવા માટેનાં ફંડોબી જગયા રોકતાં હતાં. આ ગ્રહસ્થોની નેમ ઉતમ હતી, અને તે વખતે બીજાં ધરમ ખાતાંઓની જરૂર યા હાજત ન હોવાથી તેવાં ફંડોની વાખવાખી ગવાતી હતી. પણ આજે વખત ફરયો છે. કોમને હાલ બીજી જાતની ઘણી હાજતો છે. ધારમીક ફંડોનો ધંબાર જમાડવામાંજ માત્ર ઉપયોગ કરવા કરતાં બીજી કોમ ઉપયોગી હાજતોમાં તે વધુ બેહેતર રીતે ખરચી શકાય. આમ હોવાથીજ થોડા વખત ઉપર કાદાવાળા મહોલા ફંડના ત્રસ્ટીઓએ પોતાના તાબા હસતકનું નાણું ધંબાર કરી મલીદા જમાડવા અને દારૂ પાવામાં ખરચવા નાપાડવાની જે હીંમત બતાવી તે માટે અમો તેઓને સાબાશી આપીયે છીએ. એ શુભ દાખલાની એવાંજ બીજાં ફંડોના મુતવલીઓ નકલ કરે તો અમો બહુ ખુશી થઇશું. જો તેઓ પોતા હસતકનાં ફંડોનો અસલી લખાણને લીધે ધંબાર જમાડવા સીવાય કોઇ બીજી ધારમીક બાબદમાં ઉપયોગ કરી ન શકતા હોય તો તેઓને લાજમ છે કે બધી કેફીયત રજુ કરી તેઓએ તે બાબે કોરટની બાહલી મેળવવી. ધંબારના જશનો જો લોકો ચાહે તો આપસઆપસમાં ઉઘરાણું કરી સહેલાઇથી કરી શકે તેમ છે, જેના દાખલા દે તથા બહમન મહીનાનાં જશનો ઉપરથી ઘણા મળી આવે છે.

---

[ "કયસરે હીંદ" તા૦ ૧૬ મી સપટેમબર સને ૧૯૦૬. ]

---

એવાં (કેળવણી વીગેરેનાં) ફંડો કાઢવાને બદલે ગાહમબારના મલીદા જોબરાવવા માટે પારસીઓ પોતાનાં ફાલતુ નાણાંનો ઉપયોગ કરે છે તે જોઇ અફસોસ છુટે છે.

---